॥ श्री जयनारायणाय नमः ॥

# શ્રી મેઘ સ્તુતિ.

રચી પ્રસિદ્ધ કર્તા
નારાયણલાલ મોતીલાલ ભટ્ટ
અમદાવાદ.

દોહરો.

" मेघरायने मनववा, करुं प्रार्थना आज;
दाझ करी दुर दिलथकी, दया करो महाराज ."

પ્રસિદ્ધકર્તા.

આવૃત્તિ ૧ લી પ્રત (૧૦૦૦).



આ પુસ્તક અમદાવાદ ખાડીઆમાં હિતેચ્છુ
પ્રેસમાં મહેતાજી પીતાંબરદાસના મકાનમાં
પટેલ કેશાંગરૂપજીએ છાપ્યું.

સંવત ૧૯૪૫—સને ૧૮૮૯.

કિંમત ૦—૧—૬.

II
1849 ૧૧

# પ્રસ્તાવના.

આ સૃષ્ટિમાં માણુસ પશુ પંખી જીવ જંતુ ઇત્યાદો સર્વે પ્રાણીને વરસાદની ઘણી જરૂર છે વરસાદ શિવાય કોઇ પણ પ્રાણી જીવી શકતું નથી. જેમ પોતાની જનુનીનું પયપાન કર્યા શીવાય કોઇ પણ બાળક ઉછરી શકતું નથી, તેમ વરસાદ વગર સર્વ પ્રાણી જીવો શકતાં નથી. માત્ર બંનેમાં તફાવત એટલોજ છે કે માના પયથી ફકત બાળકજ સંતોષ પામે છે અને વરસાદથી આખી સૃષ્ટિ તૃપ્ત થાય છે. ઝાડ પાલો ઇત્યાદિ સર્વ વનસ્પતિ વરસાદ વગર ઉત્પન્ન થઇ શકતી નથી. વરસાદના પાણીથી જેટલો પાક થાય છે તેટલોજ પાક કુવા અથવા નદીના પાણીથી થઇ શકતો નથી પણ પ્રથમ તો વરસાદ ના હોય તો નદી સરોવર તળાવ કુવા ઇત્યાદી સર્વે સ્થળોમાં પાણી કયાંથી ભરાય? તે સર્વે સ્થળો સુકાઇ જાય તેથી તેને કાંઠે ખેતર હોય તેને પાણી પાવાનું મળે નહિ એટલે અનાજ મુદલ થાય નહી. ઢોરઢાંકરને પાણી પાવાના સાંસા પડે. વરસાદથી સરવનું ભલું થાય છે. જો વરસાદ ન થયો તો સમજવું કે દેશની દશા માઠી આવી. ઢોરઢાંકરનાં ભાગ્ય પરવાર્યાં એમ સમજવું. ઉપરની બાબતો ઉપર મનન

કરતાં વરસાદ એ ઘણી કીમતી ચીજ જણાઇ આવે છે. અને જો ઇશ્વરની કૃપા આપણા ઉપર હોય તોજ મેહ આવેછે.

જ્યાં સુધી છોકરો નાનો હોય ત્યાં સુધી તેનો બાપ તેનું ભરણપોષણ કરે છે અને તેને માટે ખાવાપીવાનો જોઇતો બંદોબસ્ત કરે છે ને વર્ષાસણ મોકલે છે પણ જ્યારે તે મોટો થાય છે ને દુરાચરણી ને કુચાલનો નીકળે છે ત્યારે તેનો બાપ તેનાપર ચીડાઇ વર્ષાસણ પાછું ખેંચી લે છે ને તેની દશા માઠી થઇ જાય છે. અને જો સારાં નીપજે છે તો તેનું તે જારી રહે છે તેમજ જ્યાં સુધી આપણે અઘટીત કર્મો નથી કરતા ત્યાં સુધી પરમેશ્વરની પુરણ મેહેરબાની આપણા ઉપર સમજવી પણ જ્યારે આવી રીતે થાય ત્યારે તેની મેહેરબાની ઓછી થઇ તે ખુલી રીતે દર્શાવી આપે છે:-

☞ આ ગ્રંથ માત્ર મેં મારી કિંચિત બુદ્ધિથી અને મારા વિદ્વાન મિત્રોની સહાયતાથી અને મારા મનની મનોવૃતીઓના ઉશકેરાવાથી મેં પ્રકટ કીધો છે. તેમ મને પિંગળ, માત્રા મેળ કે ગદ્ય પદ્યનું કાંઇ પણ જ્ઞાન નથી, માટે વાંચક સજ્જનને જે જે ભુલો માલુમ પડે તેમણે તે ભુલો મારી હાંસી યા નિંદા કર્યા શીવાય સુધારી સ્પષ્ટ વાંચવા તસ્દી લેવા કૃપા કરવી. લી૦ શેવક

**ક્ષત્રી નારાયણ મોતીલાલ.**

श्री जयनारायणायनमः

# શ્રી મેઘસ્તુતિ.





(સંવત ૧૯૫૫ની સાલમાં વરસાદની ઘણીજ તંગાસ હોવાથી સર્વ દેવતાઓની સમક્ષ મેઘરાજાને મનુષ્યાદી વગેરે પ્રાર્થના કરે છે).

## મંગળાચરણ.

### દોહરો.

પશુ પંખી મનુસ્યાદીને, મેઘતણી છે આશ;
વૃષ્ટિ વિણ સૃષ્ટિ વિષે, સુન્ય દિસે ચોપાસ.
સુખદાતા અશરણ શરણ, હરકત હરણ હરેક.

શુભ કરજે જન સર્વનું, અરજ સુણી આ એક.

**દોહરો.—સ્તુતિ ૧લી.**

**સર્વ પ્રજા**—કરે સ્તુતિ પ્રભુ તુજતણી,
સકળ પ્રજા મળી આજ;
નમીયે સૌ પાયે પડી,
ધર દીલ દીનતણી લાજ. ૧
પાપ ઘણાં કીધાં અમે,
આવ્યા શરમાઇ શર્ણ;
રે'મ ધરો મન તાતજી,
નહિ તો થાશે મર્ણ. ૨
તુજ વિણ તાત ઝુરે સહુ,
ઘટે ન કરવું આમ;
કૃપા નિધી સૌ કરગરે,
દયા કરો ઘનશામ. ૩
વૃષ્ટિ વિણુ સૌ સૃષ્ટિમાં,
ઝુરે અતિશય જન;
અર્કતણા ઉકળાટથી,
દહન થાય છે તન. ૪
કૃષિ વર્ગથી કષ્ટ આ,
ખરે ન થાય સહન;
દયા થકી દીલને ભરી,

**લલિત છંદ.**—સ્તુતિ ૨જી.

જગતના ધણી, શીરોમણી તમે.
અરજ ઉર ધરો, નાથ આ સમે.
કઠોર તાતજી, શીદને થયા.
તુજવિના સહુ, ટળવળી રહ્યા.
નદી સરોવરો, કુસુમ દ્રુમલતા.
સકળ તુજવિના, સુકાઇરે જતા.
તલસે તુજને, પંખી ને પશુ.
સાય તુજવિના, નહિ સુઝે કશું.
કૃષિ વર્ગને, કષ્ટ છે ઘણાં.
સામુરે જૂવો, નાથ અમતણાં.
સકળ સૃષ્ટિનાં, કષ્ટ તું હરો.
અમ વિયોગોને, આવી ઝટ મળો.

**મનહર છંદ.**—સ્તુતિ ૩ જી.

**રૈયત.**– તમે મેઘરાજ, રાખો લાજવાજ ઉર ધરી;
અમ અનાથોના નાથ, પ્રાણો ભય ટાળજો.
સહુ પ્રાણીના શીરોમણી દયાળનાથ તમે;
દુખડાં નિવારી નાથ, સુખ શાતા આલજો.
સકળ મનુષ્ય પતિ તુજ વિણ ઝુરે અતિ;
લાભ દરશનતણો, વિયોગીને આપજો.

અરજ અંતર ધરી, હૃદય કોમળ કરી;
દયા થકી દીલ ભરી, વે'લા વેહેલા આવજો.

**માલીની છંદ.—સ્તુતિ ૪ થી.**

**માણીઆ**—ઝટ ઝટ ઝટ આવો, મેઘરાજા પધારો;
રત રત રત લાવો, આપીને દીલ ઠારો.
ભટ ભટ ભટ ચિતમાં, હામ થાયે અમોને.
અતિ ધરી ઉર આશા, નાથ તલસે તમોને.

**રાગ કલ્યાણ.—સ્તુતિ ૫ મી.**

(પ્રીયપતિ તમે ઝટ આવો આ સમે. એ રાહ).

**સર્વ પ્રજા**—
જય શીરોમણી છો જગતના ધણી અર્જ સર્વની સુણીને
ધર દયા ઘણી. એ ટેક.
ઘૃત સાકરને આદી વસ્તુ તુજ વિણ મોંઘી થાય.
ભાજી પાલો વૃક્ષ લતાદી સર્વે સુકઇ જાય. જય૦ ૧
સરિતા સિંધુમાંથી વારી સોસાયુ નિરધાર.
કૃષિ વર્ગ ને માનવી સઘળાં તુજ વિણુ કરે પોકાર જય૦ ૨
પશુ પંખી ખોરાકી વીણુ સૌ ઝુરેછે અહિંઆંય
જગતપાળ બાળકની વીનતિ, ધરજો અંતરમાંહ્ય. જય૦ ૩

**ભુજંગી છંદ.—સ્તુતિ ૬ ઠી.**

**રૈયત**— સુણો પ્રાર્થના મેઘરાજા અમારી,

થયા શું વિમુખ નાથ ઉરમાં વિચારી;
તમે શ્રષ્ટિનાપર કરો મેહેરબાની,
નહિ તો પ્રજાની થશે ધુળધાણી. ૧
ધરાપર પધારો તમો મેઘરાજા,
સકળ પ્રાણીયોની રહે જેથી આશા;
કદી કોઇ કાળે રૂઠે તાતજી તો,
પછીથી ગતિ થાય શી બાળની જો. ૨
હજુ રેહેમ ધારો હૃદય માંહી ત્રાતા,
જુવે વાટ મળવા તુને ધરતી માતા;
મહા, દેવના દેવછો સુખદાતા,
પડી તુજ ચરણે શીશુ ગુણ ગાતા. ૩

**નવીન રાગ.**—સ્તુતિ ૭ મી.

**કર્ત્તા**— **ચ**તુરરાય **મ**ન ભરાય **જા**વ ધરાય ધીર. ટેક.
**વા**જ **દી**લ ઉતાર.
**લા**જ રાખ મારી તું,
**લ**હો દયા દીલે પ્રભુજી.
જો દશા અમારી તું,
**જ**ગતના તું **વ**હેમ ટાળ **રી**ઝવ મેઘ વીર. ચતુર. ટેક.

**વસંત તિલકા**—સ્તુતિ ૮ મી.

**ક**ર્તા— વંદે સૌ તુજ પદે હે મેઘરાજા,

મેહેર કરી અમ ઘેર પધારો, ગુણ કદી ન ભૂલાય.
વૃષ્ટિ કરો વ્હેલારે, અમની દ્રષ્ટિ કરી.
અરે મેઘરાજારે, માઝા રાખો મે'ર કરી. ૧

દીન પરદીન ચાલ્યા જાયે, મનડુ થાય ઉદાશ;
આકુળવ્યાકુળ ચિત તો થાયે મળવા મન ઉલાસ.
વેહેલેરા પધારોરે, અતિ ઉર નેહ ધરી.
અરે મેઘરાજારે, માઝા રાખો મે'ર કરી. ૨

ઘર ધંધામાં ચિત ન ચોટે સૂનાં તુજ વિણ રાય.
ઉજારા ઘણી અંતર ધારે, મળવા ધરતીમાય.
ખરે તુજ વિનારે, ધરાયે ન સારી ધરી.
અરે મેઘરાજારે, માઝા રાખો મે'ર કરો. ૩

કાલાવાલા કરે જન મોટા, વિનંતી ધર તું ધ્યાન.
તુજને મળવા શ્રુષ્ટિ ઉપર થાયે ઘણાં પુન્ય ને દાન.
શાણી સરકારેરે, નગરની ઉજાણી કરી.
અરે મેઘરાજારે, માઝા રાખો મેહેર કરી. ૪

તોયે પધાર્યા ન શૃષ્ટિ ઉપર તક જાયે નિરધારં.
ધાન્ય સકળ તો મોઘાં થાયે; દુખી થાય સંસાર.
નાથ નારાયણનારે, દયા કરો દુઃખ હરી.
અરે મેઘરાજારે, માઝા રાખો મે'ર કરી. ૫

## શારદુલ વિક્રિડિત છંદ.—સ્તુતિ ૧૨ મી.

**કૈતા.—**

વર્ષા રૂતુ વહી ગઇ નવ થઇ વૃષ્ટિ અરે સૃષ્ટિમાં.
૧ જગના કીરતાર સાર સઘળો સમજ્યો નહિ દૃષ્ટિનાં.
મુએ ઢોર કાગડા કરી રહ્યા કકળાટ તારા વિના.
જાશે શુ જીવ હાય જુલમ આ શો જગના સકળ પ્રાણીના ૧
અસવારી રાજા ચઢે તમતણી આકાશ માંહી જહાં.
ઉપાડી લેઇ જાય સૈન્ય સઘળું પવન રાક્ષસ તહાં;
જો પવન જીતાય રાય તુજથી તો તો સર્યું કાર્ય જાણુ.
નહિ તો છે ફાંફાં સકળ જનનાં નક્કી તું મનમાં પ્રમાણુ ૨

રાગ દાદરો.—સ્તુતિ ૧૩ મી.
(કાંતા શું થશે). એ રાહ.

**રૈયત.—**

સકળ પ્રાણીનાં, તાત મન વિચારોરે; અરર હાય મન મુઝાય,
લાગે લ્હાય, નવ ખમાય વિરહ તાત તારોરે. સકળ૦ ટેક.
અકળ છે ગતિ, સકળ નાથ તારીરે; વંદે આજ, દીનની વાજ,
ધર મહારાજ, રાખ લાજ, પ્રભુજી તું અમારીરે. સકળ૦
ધીરજ નવ રહે, મન વિશે લગારીરે. હે કૃપાળ, વંદે બાળ.
વિપત ટાળ, તું દયાળ, સંકટો નિવારીરે. સકળ૦
અરજ ઉર ધરો, રેહેમ દીલ ધારીરે, હે સાક્ષાત, પરમતાત.
સકળ સાથ, વંદે નાથ, વિનંતી ધર અમારીરે. સકળ૦

## છંદ હરિગીત.—સ્તુતિ ૧૪ મી.

**પ્રજા—**

ત્રાતા તમે જન સર્વના આ અરજ ઉરમાં ધારજો,
દૃષ્ટિ અમીનો નાથ અમપર કરી કષ્ટ નિવારજો;
છે ગરજ તારી સૃષ્ટિમાં ધર અરજ દીલમાં તું અરે,
વૃષ્ટિ કરો જો જગ વિશે તો કાયે સઘળાનાં સરે. ૧
પ્રેમે પધારો નાથ વહેલા વાટ ધરતીમાં જૂએ,
સૂઝે નહીં કો કામ કરતું નિત્ય ખેતીને રૂએ;
જંગલ સકળ નિર્જન દીસે પશુડાં બીચારાં ટળવળે,
હમેશ અન્નવારીવિના ઉદરમહિં ભટભટ બળે. ૨
આ મેઘરાજ મેહેરબાની જો અમારાપર કરે,
નિશ્ચે સકળ જન પ્રાણીઓની માન માઝા રે' ખરે;
નહિ તો સરવની શી ગતિ થાશે જગતના બાપજી,
વૃષ્ટિવિના સૃષ્ટિતણા જનપર પડે સંતાપજી. ૩

### મલ્લિકા છંદ.

**કવિ—**

જનેજી જનેજી જણો ગણતાં, જળ એકજ જાતીતણું જડશે;
જૂવો બહુ ફુલ જુદાંજ જુદાં, મલિકા નહિ જૂદી ચિતે ચડશે.
નથી પ્રભુ બે પણ નામ અપાર,અપાર પ્રભુ નજરે પડશે:
સદા સમજૂ જન તો સમજે, પણ મૂડજ ઘાટ ઘણા ઘડશે.

## અરવિંદ મુખી છંદ.

**રૈયત**— વિનવું પરી પાય સદાય પ્રભુજી.
દીસો બળવંત અતિશય રાય.
દિલમાં ધરજે ઇશ તું વિનતી;
અમ સર્વ થકી નહિ કષ્ટ ખમાય વિ૦
બળવંત દયાધર બાળ પરેજ
ખરે ભયને વશ થઇ સહુ સાજ
વિનતી મમ અંતર માંહ્ય ધરી.
વૃષ્ટિ કરી આલ-ને દીલ દાઝ. વિ૦

**સ્ત્રી મંડળ**— સ્તુતિ ૧૫ મી.

(સારૂં સારૂં રે સુરત શેહેર મુંબઇ અલબેલી) એ રાહ.

વૃષ્ટિ કર જદુપતિ નાથ, મેહેર કરો ઝંઝો. ટેક.
વિનવે સૌ જોડી હાથ, કર અમને રાજી.
પશુ પંખી ઇત્યાદી પ્રાણી, ઝુરે અતિશે રાયરે;
કમળા કર સિંધુ સરિતામાં, નિત્ય નિત્ય નીર સુકાય. મેહેર. ૧
કૃષિ વર્ગ તો અતિ કષ્ટાયે, થાયે અતિશે દુઃખરે;
કે, દીનના આ રાય નગુણા શીદ થયા વિરૂપ. મેહેર. ૨
ધરતીમાતા વાટ જૂવે છે હરનીશ અતિ રીબેછેરે;
વિરહ અમુને અતિ વસમો લાગે, રાત દીવસ પિડે છે. મેહેર. ૩
માનુની સૌ લળી લળી તુજને, વિનવે શ્રી જુગદીશરે;

નારાયણ પ્રભુ ચરણે આવી, અરપે તુજને શીશ. મેહેર. ૪

**રામગ્રી.—સ્તુતિ ૧૬ મી.**

(વૈદરભી વનમાં વલવલે) એ રાહ.

હાય હવે નથી સૂઝતું, થાયે અતિ ઉચાટ.
જગતપતિ જગ તાતજી, જુવે સો તારી વાટ. હાય. ૧
વૃષ્ટિવિણ આ શૃષ્ટિ તો, દીસે સુન્ય ચોપાસ.
દીનપર દીન વિતે અતિ, લોક બનિયા ઉદાશ હાય. ૨
સરિતા સરોવર સિંધુમાં, ન મળે નીર તલ ભાર.
ઢોરઢાંકરને ભાખર વિના, ભુખથી દુઃખ અપાર. હાય. ૩
નગરવાશી ઉદાસી થયા, નહિ દેખી તુજ મુખ.
સુખ જાયે દુઃખ થાય છે, આમ થયા શું વીમુખ. હાયં. ૪
રંક ભૂખે મરતા બહુ, સહુ સાથ અનાથ.
રાત દીવસ તન તરફડે, સામું જુવો જગતાત. હાય. ૫
ઝાડપાલો પાણી વિના, રાય સુકાઇ જાય.
અન્ન વિના જન જગતના, કહોને શું ખાય? હાય. ૬
ભાસ્કરના જ્વરથી ખરે, થયાં દીલ દહન.
ધમધોર નભમાં થાય જ્યાં, કરે જંગ પવન. હાય. ૭
વાયુ થકી વાદળ તણું, દળ વિખરાઇ જાય.
બિંદુ ખરે બે ચાર ત્યાં, તેથી ભુખ ન હોલાય. હાય. ૮
સમીર જે પ્રભુ તુજ થકી, બંધ થાય તમામ.

સકળ માણીની કલ્પના, થાય પૂર્ણ ઘનશામ. હાય ૯

**આશા ગોડી.—સ્તુતિ ૧૭ મી.**

કમળા પતિ કષ્ટ કાપો, કૃપા સિંધુ.
જુલ્મ સહન ન થાય અમોથી
નાહક શીદને સંતાપો, કૃપા સિંધુ.
ક્રુર થયા નાથ અમપર ઝાઝા
એવાં કર્યાં છે શાં પાપો, કૃપા સિંધુ.
મેહપતિ મે'ર કરજો ઝાઝી
ખમિ ન શકિયે પરિતાપો, કૃપા સિંધુ.
બાળક સરવે લળી લળી વિનવે
અમને સુ આશિષ આપો કૃપાસિંધુ.

**ગરબી.**—સ્તુતિ ૧૯ મી.

ચંદ્રવદની રમવા રજની આવો હેતે ઝટ પટ છાંડી
ખટ પટરે નેહે નૃત્ય કરો. ટેક.
ભોમે ભો લાગે પ્રભુ અમને,
શું કરીએ બાકુ તમને વિનતિં ઘરનેરે. નેહે૦
બુધે બુદ્ધિ ક્યાં ગઇ તમારી,
હરનીશ જપે મોલારી નારી સારીરે. નેહે૦
ગુરુએ ગુણ કરો અતિ અંપર,
અરજ ગરજ તું વર વીર પુરંધરરે. નેહે૦

શુકર શું કરશો તલસાવો,
નાથજી વહેલા આવો શીદ શરમાઓરે. નેહે૦
શનિશ્ચર અતિ દૂર રહે મનમાં,
વિરહ અગન છે તનમાં આલવ ક્ષણમાંરે. નેહે૦
આદિતે કર કષ્ટ નિવારણ,
હે જગપતિ જગ પાલણ નાથ નારાયણરે. નેહે૦

**રાગ ધનાશ્રી.—સ્તુતિ ૨૦ મી.**

## ગ્રંથની સમાપ્તિમાં સકળ પ્રજા ઈશ્વરોપાસના કરે છે.

વિનંતી ધરજો આજ, ભવપત. એ ટેક.
સકળ પ્રજા મળી સ્તવન કરે છે,
મેહેર કરો મેઘરાજ. ભવપતિ૦
જગત જનોના ભય વિદારી,
પુર્ણ કરો મન કાજ. ભવપતિ૦
અર્જ પત્રિકા અંતર ધરીને,
દીલની ટાળો દાઝ. ભવપતિ૦
દૃષ્ટી અમીની વૃષ્ટિ કરીને,
સૃષ્ટિ વિષે મહારાજ. ભવપતિ૦
પશુ પંખી પ્રાણી જનોને,
આપો સકળ સુખરાજ. ભવપતિ૦

જગપતિ જગ જનના પાળક,
રાખો રૈયત તણી લાજ. ભવપતિ०
લક્ષ્મિવર હર દુઃખડાં સર્વે,
ધર નારાયણ વાજ. ભવપતિ०

ગાયન ૨૦ મું.

**દોહરો.**

મેઘરાયની પ્રાર્થના, રચિધરી અતિશે પ્રેમ.
કર્યું પુસ્તક પુરણ પ્રિતે જેમ આવડ્યું તેમ.
પીંગળ પાઠ પઢ્યો નથી, જાણું નહી રસ શાસ્ત્ર;
દોષ ક્ષમા કરશો સહુ, વાંચક સજ્જન સુપાત્ર.
ગુર્જર દેશ વિષે વસુ, રાજનગર મોઝાર;
નારાયણના મિત્ર સહુ બોલો જયજયકાર.



